# અરબસ્તાનની મુસાફરી.

## મુંબઈથી બહેરન સુધી.

સંવત ૧૯૫૫ ના અષાડ મહિનામાં મુંબઇની એક ઝવેરી કુ૦ તરફથી, અરબસ્તાનના મોતીના બજાર ભાવના તાર સમાચાર આપવા લેવા માટે મ્હને મોકલવામાં આવ્યો હતો, જે વખતે મ્હારી ઊમર સોળ વર્ષની હતી. તે અગાઉ મ્હેં કદી પણ દરિયાઇ મુસાફરી નહોતી, એટલુંજ નહિ પણ સ્ટીમર અથવા બોટમાં પણ બેઠેલો નહોતો. ગુજરાત કરતાં એ દેશ વધારે રસાળ હશે, ત્યાં સારૂં સારૂં જોવાનું હશે, કંઇ કંઈ નવનવું જોઇશું અને સહેલ સટાક મારીશું એવા મ્હારા જુવાન બુદ્ધિના વિચારોથી તેમજ મુસાફરી કરવાની હોંસથી કોઇ પણ જોખમે મ્હેં મુસાફરી કરવાનો દૃઢ નિશ્ચય કીધો. અષાડ શુદ ૧૪ દીને મુંબઇની ગોદીના બારામાં હું આવી પહોંચ્યો, તે વખતે સ્ટીમર કીનારેથી ઉપડી થોડે દુર જઇ વચમાં લાંગરેલી હતી. મ્હને મોડું થવાનું કારણ એ હતું કે જે કંપની તરફથી મ્હને મોકલવામાં આવ્યો હતો તેની સાથે આગલા દિવસે નક્કી ઠરાવ થયો નહોતો, અને ચોકસ ઠરાવ બીજા દિવસ ઉપર રાખવામાં આવ્યો હતો. અષાડ શુદ ૧૪ને દીવસેજ સહવારમાં લગભગ સાડાઆઠને સુમારે, બે ઝવેરીઓ ગાડી લઇ મ્હારા મકાન આગળ આવી પહોંચ્યા જેમાંના એકે ઉપર આવી મ્હારી રૂમનું બારણું

ધકેલવા માંડયું અને બુમો પાડવા લાગ્યા. હું તે વખતે ઉંઘમાં હતો, જેથી કેટલા સાદ થયા તેની મને ખબર નહોતી પણ હું તરતજ જાગી ઉઠયો અને બારણાં ઉઘા- [illegible] લા ઝવેરી મ્હારી ઓળખાણના હતા જેઓએ મને તરતજ તૈયાર થઈ ગાડીમાં બેસી જવા જણાવ્યું. આથી મને મ્હોટો અંચબો ઉત્પન્ન થયો કારણકે એજ ઝવેરી આગલી રાત્રે મને કંપનીના માલેક ઝવેરી પાસે લઇ ગયા હતા જે વખતે તેઓએ જણાવ્યું કે તેઓને માણસની જરૂર નથી. એજ ઝવેરીને તેઓએ ઇંગ્રેજી જાણનાર માણસ લાવી આપવાને ભલામણ કીધેલી હોવાથી તેઓ મને જાણીતો જાણી તેમની પાસે લઈ ગયા હતા પણ કોણ જાણે થોડી વારમાં શા કારણથી તે- ઓનો વિચાર આગલી રાત્રે ફેરવાઇ ગયો હતો અને ઉપર મુજબ જવાબ આપ્યો હતો. આ વખતે મ્હારી આશા, હોંશ અને મનની ઉમેદ સર્વે ભંગ થઈ ગયાં. મ્હને મ્હોટી નાસીપાસી ઉત્પન્ન થઇ અને એવો વિચાર આવ્યો કે આના કરતાં આ વાત ન થઇ હોત તો ઘણું સારૂં થાત. છેવટે મ્હેં જેમ તેમ કરી મન વાળ્યું. "હતું શું અને ગયું શું" એમ ધારી ઘેર આવી થોડા વખત પછી નિરાંતે સુઇ ગયો પણ મોડી રાત સુધી મને ઉંઘ આવી નહિ. વિચારના વમળમાં રાત્રીનો ઘણો ભાગ પસાર થઇ ગયો હતો. આખરે નિદ્રા દેવીએ મને બેભાન કીધો ! હું મોડી રાતનો જંપી ગયેલો હતો જેથી પેલા ઝવેરી આવ્યા ત્યાં સુધી નિદ્રામાંજ હતો. આવેલા ઝવેરીએ ઝટપટ તૈયાર થવાને મને તાકીદ કીધી. પાંચ મિનિટમાં મ્હારી પેટી મ્હેં પેક કીધી પણ એ

રૂમમાં મ્હારો બીજો સરસામાન હોવાથી તેની યોગ્ય વ્યવસ્થા કરવાને મ્હેં એ ઝવેરીને વિનંતી કીધી. હું તે વખતે એકલોજ રહેતો હતો જેથી બીજો કંઈ સંતાપ મને હતોજ નહિ. મ્હારા સંબંધમાં કરેલો ઠરાવ મી. ઝવેરીએ જણાવતાં મ્હેં તે ઉપકાર સાથે કબુલ રાખ્યો અને તરતજ હું નીચે ઉભી રહેલી વિકટોરીયામાં બેસી ગયો. પેલા બીજા ઝવેરી જેઓ વિકટોરીઆમાં બેઠેલા હતા તેઓ પણ કંપનીના ભાગીયા થતા હતા એમ મને જણાયું. હું અને બંને ઝવેરી ઝટપટ ગોદીમાં આવી પહોંચ્યા જે વખતે વરસાદનું તોફાન શરૂ થવા લાગ્યું. છાંટા પ-ડવા લાગ્યા અને આકાશ ગાજવા લાગ્યું. થોડી મિનિ-ટમાં વધુ છાંટા પડવા લાગ્યા જે જોઇ મ્હારી કેટલીક હીંમત તૂટી ગઈ. તેઓ મ્હારે માટે ફર્સ્ટકલાસ રીટર્ન ટીકીટ તો કરાવી લાવ્યા પણ ડૉકટરી તપાસ કરાવ્યા સિવાય સ્ટીમરમાં બેસી શકાય તેમ નહોતું. ત્યાં ગોદીમાં કેટલુંક ઝવેરી મંડળ ભેગું થયેલું હતું, જે ઉપરથી મને લાગ્યું કે તેઓ વળાવવા આવ્યા હશે. બે ત્રણ ઝવેરીઓ ડૉકટરને શોધવા લાગ્યા પણ તેઓ કોણ જાણે કયાં ગુમ થયેલા તેનો પત્તોજ લાગે નહિ. એક બાજુ સ્ટીમર ઉપાડવાની તૈયારી થતી જણાઇ. સાદ થવા લાગ્યો છતાં પણ આપણું તો હજી કંઇ ઠેકાણું પડયુંજ નહિ ! કેટલાકો મ્હારી ન્હાની ઉમર તરફ જોઇ કહેવા લાગ્યા કે "ભાઇ જવું માંડી વાળ, ત્હારી ઉમર ઘણી ન્હાની છે જેથી ત્હારૂં કામ નથી" કેટલાકો મ્હારી તરફ, મ્હારી ઉમર તરફ અને મ્હારા સાહસ તરફ જોઇ અચંબો પામવા લાગ્યા. એક બે ઝવેરીએ સારી નોકરી

મુંબઇમાં મને આપવા જણાવ્યું. એકંદર ઘણા ખરાના ચ્હેરા ઉપરથી મ્હેં જાણી લીધું કે તેઓ મ્હારી ન્હાની વયને લીધે હું એટલી બધી લાંબી મુસાફરી કરૂં તેમાં ખુશી નહોતા. કોઇ ગમે તેમ કહે પણ બંદાએ દૃઢ નિ-શ્ચય કીધો હતો કે મુસાફરી તો કરવીજ, પણ ડૉકટરનો મેળાપ નહી થવાથી અને સ્ટીમર પાએક કલાકમાં ઉપ-ડી જશે એવા વિચારથી મ્હારી આશાઓ નિષ્ફળ થવા લાગી, પણ તેટલામાં ડૉકટર ત્યાં આવ્યા, છતાં પણ કંઇ આનાકાની કરવા માંડી; તેમના મનનું સમાધાન કરવાથી મ્હારી તપાસ આંગળીનાં વેઢાં ગણે એટલામાં પુરી થઇ ગઇ કે તરતજ એક મછવો કિનારા આગળ હાજર હતો જેમાં હું તથા મ્હારી સાથેના ઝવેરી વિગેરે ત્રણ ચાર માણુસ બેસી ગયા.

મછવામાં હું તથા બીજા માણુસો બેઠા એટલે મછવો (લૉંચ) સ્ટીમ–એન્જીનથી પાણી કાપવા લાગ્યો. એક સીધી લાઇન માફક લૉંચ ચાલી જતી હતી પણ પાણી-નાં મોજાંથી અવરનવર તે ઝોકાયા કરતી હતી જેથી મને તો ચક્કર આવવા લાગ્યાં, ઉલટીનો પ્રકોપ શરૂ થયો, માથું ફરવા લાગ્યું અને હોંશકોશ ઉડી ગયા. મને તો એમજ થવા લાગ્યું કે પહોંચી એ અરબસ્તાનની મુસાફરી! અને પહોંચી એ સહેલગેહ! મૂળ મંડાણ-માંજ બંદાની હિંમત તુટી ગઇ અને જવાનો વિચાર માંડી વળાવાનો નિશ્ચય થયો; કારણ કે હજી તો પહે-લોજ પાયો હતો અને એવી રીતે દરિયામાં ને દરિયામાંજ બાર તેર દીવસની મુસાફરી કરવાની હતી. "એ સંઘ કાશીએ કેમ પહોંચશે? રસ્તામાંજ ઇંદ્રપુરીમાં પહોંચી

જઈશ કે શું ? અને તેમ થાય તો ભવિષ્યમાં મળ-
નારી રૂપીઆની થેલીને શું કરવી ? ” વિગેરે વિચા-
રો મ્હારા મનમાં ડહોળાવા લાગ્યા. મ્હેં તો પેલા ઝવેરી
જેઓ મ્હારી સાથે હતા તેઓને જણાવી દીધું કે મ્હારે
તો નથી જવું. તેઓએ મને આશ્વાસન આપ્યું કે સ્ટી-
મરમાં બેઠા પછી એ મુજબ નહિ થાય. મ્હેં જાણ્યું
કે તો તો ફીકર નથી. લૉંચ રમઝમ કરતી સ્ટીમર આ-
ગળ આવી પહોંચી. મને સ્ટીમરમાં બેસાડી, પેલા સાથે
આવેલા ઝવેરીઓ તથા બીજી કંપનીવાળાઓનાં માણસો·
એ ચલતી પકડી.

સ્ટીમર તો ભૂ ભૂ ! ભૂ ભૂ ! ભૂ ભૂ ! ભૂ ભૂ ! કરવા
લાગી અને તેણે પણ ગાંસડાં પોટલાં ઉંચકી દરિયાઇની
સહેલગાહ કરવા માંડી. હું જે સ્ટીમરમાં બેઠો હતો તેનું
નામ “ સીમલા ” હતું. એ સીમલાબાઈ સ્ટીમરને ત્રણ
મજલા અને ભોંયરૂં હતું. છેક નીચે ભોંયરૂં હતું. જેની
અંદર એક બાજુએ સૂરણ, બટાકા, કંદમૂળ વિગેરે ત-
રકારી ભરી હતી, બીજી બાજુ ધોબીભાઇ માટે કપડાં
ધોવાની જગ્યા રાખવામાં આવી હતી; અને વચમાં મોટા
મોટા પથરા વજન માટે મુકવામાં આવ્યા હતા. પહેલે
મજલે એક બાજુ દીવાનખાના જેવો મ્હોટો રૂમ હતો,
તે એવી રીતે કે સામસામે ઓરડીઓની લાઇન હતી અને
વચમાં દીવાનખાના જેવો હૉલ રાખવામાં આવ્યો હતો. એ
હૉલમાં વચમાં પ્લેન ટેબલો ગોઠવવામાં આવ્યાં હતાં,
અને તેની આજુબાજુ ખુરશીઓ મુકવામાં આવેલી હતી.
ટેબલો ઉપર પંખા પણ લટકાવવામાં આવ્યા હતા અને
મન આનંદ પામે તેમ સઘળી રચના જોવામાં આવતી હતી.

હૉલમાં ઘડીયાળ, પ્રીવી રૂમ–સંડાસ ખાતું અને પાણી-
ની ગોઠવણ તૈયાર હતી. સોડાવાટર, લેમન, આઇસ વિગેરે
પણ વેચાતું મળતું હતું. એ હૉલમાં જે રૂમો કાઢવામાં
આવી હતી તે ફક્ત ફર્સ્ટ કલાસ ઉતારૂઓને માટેજ હતી.
દરેક રૂમ મુંબઈના માળાની રૂમો કરતાં પણ ઘણીજ ન્હાની
હતી છતાં પણ તેમાં ત્રણ ત્રણ ઉતારૂઓની ગોઠવણ કરવા-
માં આવી હતી. એ રૂમો આશરે ત્રણ હાથ લાંબી અને
દોઢેક હાથ પહોળી હશે. દરેક રૂમમાં એક બાજુ, ઉપર
નીચે મળી બે પાટીઆં અને સામેની બાજુએ એક પા-
ટીયું મળી ત્રણ ત્રણ પાટીઆં જડાવેલ હતાં કે જેના ઉપર
દરેક ઉતારૂ પોતાનું બિછાનું સુખેથી પાથરી શકે અથવા
તો સુઇ બેસી શકે. પાટીઆં નીચે ઉતારૂઓનો સામાન
(ખાસ સામાન) રહી શકે તેવી ગોઠવણ હતી. અંજવાળા
માટે દરેક રૂમમાં ગોળાકાર કાચનાં ઢાંકણ મુકેલ હતાં
અને હવા માટે બીજા મજલા ઉપરથી લંબાણ પહોળાણ
જાળીઓ મુકેલી હતી. બીજા મજલા ઉપર એક બાજુએ
કૅપ્ટનની રૂમ, સાહેબ લોકોને જમવા બેસવાનો હૉલ
અને બીજી છુટક જગ્યા હતી. વચ્ચે સ્ટીમરનું એન્જીન–
બૉઇલર હતું અને છેલ્લે ત્રીજા વર્ગના ઉતારૂઓ માટેની
જગ્યા હતી. વચ્ચે જ્યાં એનજીન–બૉઇલર હતું ત્યાં એક
ન્હાના દાદર જેવું હતું, જ્યાં થઇ સેકંડ કલાસ હૉલમાં
જવાતું હતું. ત્યાં પણ એ સેકંડ કલાસમાં બેસનાર ઉતા-
રૂઓ, પાછળથી ખરેખર પસ્તાતાં હતાં કારણકે ત્યાં એ-
ન્જીન–બૉઇલર હોવાથી એટલી બધી ગરમી લાગતી હતી
કે બિચારાં ઉતારૂઓ ગભરાઇ જતાં હતાં, ગમે તેમ હતું
તોપણ ત્રીજા વર્ગના ઉતારૂઓ કરતાં ઠીક હતું. સામાન્ય

રીતે કોઇને સવાલ ઉત્પન્ન થશે કે ત્રીજા વર્ગ કરતાં બીજા વર્ગમાં બેસવાનું ઠીક હોય તેમાં નવાઈ શું ? મ્હારો કહેવાનો ભાવાર્થ એ સંબંધમાં તદ્દન જુદો છે અને જે વાંચતાં વાંચક વર્ગને કંપારો છુટયા સિવાય રહેશે નહિ. ત્રીજા વર્ગમાં જો કોઈ પણ વાંચક પ્રત્યક્ષ જુએ તો તેનો ચિતાર આપવો પણ મુશ્કેલ થઇ પડે તેમ છે. હું ટુંકમાં જણાવીશ કે તે બાજુ સામસામે દોરડાં બાંધેલાં હતાં અને તે દોરડાંએ જુદી દી જાતનાં જાનવરોનાં માંસ લટકાવેલ હતાં કે જેની દુર્ગંધથી પણ માણસનું મગજ ભમ્યા સિવાય રહે નહિ. બેસવાની જગ્યાએ કોયલાની કચરાપટી જયાં ત્યાં વિખરાયેલી હતી જેથી તે જમીન પણ કાળી થઇ રહેલી માલૂમ પડતી હતી. આ વર્ગમાં બેસનારૂ ઉતારૂઓ મ્હોટી સંખ્યામાં આરબજ અથવા તદ્દન હલકી વર્ણ હોય છે અને તેઓને આ બાબતની કાંઇ પણ ચીડ હોતી નથી કારણકે જેનો ખોરાકજ માંસ વિગેરે દુર્ગંધ વસ્તુઓનો છે તેને વળી દુર્ગંધ શાની આવે ? કોઇ ઠેકાણે છોકરાં અઘેલાં તો કોઇ ઠેકાણે ઓકેલાં, કોઈ ઠેકાણે મુતરેલાં તો કોઇ ઠેકાણે તેમના મળમૂત્રની નીક એકત્ર થઈ વહેતી, એ પ્રમાણે દૃષ્ટિગોચર થતું હતું. આ લોકોના ડ્રેસ, સરસામાન અને તેમની રીતભાત જોઈ પણ કંપારો છુટતો હતા.

ઉપર મુજબની રચના બીજે મજલે હતી.

ત્રીજે મજલે ન્હાના કાતરીયાની માફક થોડીક જગ્યામાં અગાસીના રૂપ જેવો આકાર કાઢેલ હતો અને થોડીક જગ્યા માળીયાની માફક સરસામાનથી ભરેલ હતી. સ્ટીમરની આજુબાજુ ન્હાના મછવાઓ લટકાવેલા તૈયાર

રાખવામાં આવતા હતા, સબબ કે જો કદાચ અકસ્માત બને તો મછવાઓથી ઉતારૂઓના જીવ બચાવી શકાય.

સ્ટીમરની વચમાં એન્જીન–બૉઇલરથી થોડેક છેટે એક ટાંકુ હતું જેમાં મીઠું પાણી ભરી રાખવામાં આવતું હતું. એ પાણી મુંબઈથી ભરી રાખવામ આવતું હતું કે જે સઘળાં ઉતારૂઓને પંદર દીવસ સુધી ખુટે તેમ નહોતું. આ પ્રમાણે સીમલાબાઈ સ્ટીમરની મેનેજમેન્ટ હતી.

સીમલાબાઇ સ્ટીમર ચોમાસાના તોફાની દરિયામાં ચાલવા માંડી. દરિયાનાં જોશભર મોજાં આવવાથી સ્ટીમર પણ આમ તેમ જુસ્સા સાથે ઉછળવા મંડી અને તે એટલે સુધી કે જાણે હમણાં દરિયામાં ઝોકાઇ જશે. પહેલે મજલે જ્યાં ફર્સ્ટ કલાસમાં હું મ્હારી રૂમમાં બેઠો હતો તે રૂમમાં કાચના જાળીઆની સાથે પણ દરિયાનાં મોજાં અથડાવવા માંડયાં અને જાણે કે હમણાં કાચ ભાગી જઇ અંદર પાણી પેસી જશે, અને સ્ટીમર ઉંધી થઇ જશે એવી અનહદ ધાસ્તી મને જણાવા લાગી. કાચના જાળીઆમાંથી મને જણાતું હતું કે દરિયાનાં પાણી લગભગ એક વાંસ પુર ઉંચે ઉછળતાં હતાં. “હમણાં કાચ ફુટી જશે, વાર નથી” એવી ધાસ્તીએ મ્હારા અંતઃકરણમાં વાસ કર્યો અને તેથી હું બહુ ગભરાવા લાગ્યો. મ્હેં મ્હારી સાથેના ઝવેરીને પુછ્યું કે “આ કાચ ફુટી જશે તો શું થશે, દરિયાનાં મોજાં ખુબ જોશમાં આવે છે તો તેની સામે આ કાચ કેટલી ટક્કર ઝીલશે?” ઝવેરીએ મને દિલાસો આપ્યો કે એમ કદી પણ એ ભાગે નહિ. એ ગ્લાસ–કાચ ઘણા મજબુત હોય છે માટે બેફીકર રહે. મને ખાત્રી થઈ અને તેટલી ફીકર ઓછી થઇ, પણ

તેટલામાં તો મને ચક્કર આવા લાગ્યાં, ઉલટીનો ભાસ થવા માંડયો, અને જીવ ગભરાવા લાગ્યો. તેનું કારણુ એ હતું કે પાણીના તોફાનથી સ્ટીમર આમ તેમ અતિશય ઝોલા ખાતી હતી અને તેથી મ્હારી માફક દરેકને થાય તેમ સ્વાભાવિકજ હતું. કોઇને વધારે અને કોઇને ઓછાં ચક્કર આવ્યાજ કરતાં હતાં. જેઓની પહેલીજ મુસાફરી હતી તેઓનો જીવ વધુ ચકડોળે ચડયો હતો અને જેઓએ એક બે વાર અનુભવ લીધો હતો તેઓ જરા વધારે કઠીણુ હતા પણુ એ તોફાની મોજાંના સપાટામાંથી કોઈ તદ્દન બચી ગયો હોય તેમ બન્યું નહોતું. વળી દેખાદેખી, ત્યાં એક બીજો ફારસ બનતો હતો. તે એ હતો કે દરેક રૂમમાં ત્રણુ ત્રણુ ઉતારૂઓ હતા અને તેઓમાંથી જો એકને ઉલટી વિગેરે થાય તો તે જોવાથી બીજાને તે પ્રમાણે થતું હતું. કેટલાકો, જેઓ અતિશય ઢીલા હતા તેઓના દુઃખની તો વાતજ કરવાની નથી. બેઠાં પણુ રહેવાય નહિ, સુતાં પણુ રહેવાય નહિ અને ઉભા થઇ આમ તેમ ફરાય પણુ નહિ, કારણુ કે જો આ માંહેનું કાંઈ પણુ કરવા જઇએ તો સ્ટીમરબાઇના ધકેલાથી–હાલમ ડોલાથી નીચે પડયા સિવાય રહેવાય નહિ, મતલબ કે ધબ દઇને પડી જઇએ.

દરેક જણુ પોતપોતાની રૂમમાં બેંચ ઉપર બીછાનું લગાવી લાંબા થઈ ગયા, તે સિવાય બીજો ઈલાજજ નહોતો; તોપણુ અમારી વિટંબના તો જારીજ રહી. એક એક મિનિટ એક ભવ જેટલી લાગવા માંડી અને એક કલાક તો જાણે સાગરોપમ વર્ષ જેટલો લાગવા માંડયો. મ્હારી માફક દરેકને થતું હતું. તે સામાન્ય રીતે તેમની

સીકલ ઉપરથી જણાઇ આવતું હતું. આ વખતે મ્હારા મનમાં અનેક વિચારો થવા લાગ્યાા જેનો અત્રે ચિતાર માત્ર આપવાને પણ હું અશક્ત છું. ટુંકમાં જણાવીશ કે ફરીથી એક હજાર રૂપીઆનો પણ મને મહિનો મળે તો પણ આ રસ્તે આવવાના કસમ ખાધા—મનમાં પ્રતિજ્ઞા કરી. મહા વિટંબનાએ એ ત્રણ કલાક પસાર થયા.

ભુખ પણ લાગી હતી પણ ખાવું શી રીતે ? ઉઠીને બેઠા થયા સિવાય કંઇ ખવાય તેમ હતું ? બેઠો થવા જાઉં કે એક હડસેલો લાગ્યોજ છે, અને કદાચ મુશીબતે બેઠો થાઉં તોપણ શું ? દારયાનાં મોજાંથી સ્ટીમર બાઇને ધક્કા મુકી—[!]તો ચાલુજ હતાં અને તેથી અવરનવર હડસેલો ચાલુ હોવાથી બે મિનિટ પણ ભાગ્યેજ નિરાંતે બેસી શકાય. અમે ત્રણ માણસ એક રૂમમાં હતાં પણ કોની મગદુર કે પાંચ મિનિટ પણ બેસી શકે ? એકંદર અમે બધાએ ઢીલા હતા. સ્ટીમરમાં જે બાય લોકો રહેતા હતા તેઓ તો મનમાનતી રીતે આમથી તેમ ફરતા હતા અને જાણે ઘરમાંજ હોય તેમ આનંદી દેખાતા હતા; સબબકે તેઓને હમેશની પ્રેકટીશ (રીવાજ) હતી. ભાથાના ડબ્બા તથા ફ્રુટ ફળના કંડીઆ હમારી પાસે રૂમમાં હાજર હતા જે ખોલવાનો છેવટે હમે વિચાર કીધો. અમારા એક ઘાટીને પ્રથમ ભાથાનો ડબ્બો ખોલવાને અમોએ જણાવતાં તેણે ડબ્બો ખોલ્યો જેમાંથી સામાન્ય રીતે ઉપયોગ કરી લીધો. તેટલામાં તો બે ત્રણ વાર અમે પડતા પડતા બચ્યા. હવે ફ્રુટ ઉપર નજર ગઈ પણ નારંગી, શંતરાં, સફરજંદ વિગેરે ફ્રુટ છોલ્યા સિવાય નિરૂપયોગી હોવાથી અને તેટલી બધીવાર સુતાં કે બેસતાં

તે છોલી શકવાને -અશક્ત હોવાથી અમે એક બોયને બોલાવ્યો, જેણે હમારી ઇચ્છા મુજબ તે ફળ છોલી છોલી અમને આપ્યાં, જે ખાઇ અમે કંઈ સંતુષ્ટ થયા. બોયને મહેનત બદલો આપી રાજી કીધો. આસ્તે આસ્તે દીવસ પસાર થયો અને સંધ્યાકાળ થઇ. અમારા દીવાનખાનામ દીવા થયા પણ અમારે મન તો તેને શું દુધ હેવાતા ? ! –દરેકને પોતાના જીવની પડી હતી. અમે તો નિર્જીવ થઇ પડી રહ્યા, મહા કષ્ટે મધ્ય રાત્રી પસાર થઇ. રાતનો સમય થયા પછી મ્હારી સાથેના બંને જણા તો પડી રહ્યા–પછી કાંતો જાગતા હોય યા ઉંઘતા હોય. કેટલીક રાત્રી પસાર થયા પછી મને પીછાબ કરવાની ઇચ્છા થ-વાથી હું આસ્તે રહી બેઠો થઈ રૂમમાંથી બહાર નીકળ્યો અને બેઠો બેઠો ટેકાથી ચાલવા માંડયો, એવામાં એક હડસેલો આવ્યો કે તરતજ હું તો લાંબો થઇ ગયો અને કંઇક માથું પણ પછડાયું, છતાં પણ પાછો બેઠો થઇ કંઇ ઝાલી ઝાલી આગળ વધવા મંડયો અને દાદર સુધી પ-હોંચ્યો એટલે તો વળી એક એવો તો જોશબંધ ધકકો લાગ્યો કે હું દાદરની સાથે જરા વધુ જોશથી પછડાયો. પીશાબ કરવાની રૂમ દાદરથી બે હાથને છેટે હતી, પણ હું તો ગભરાયો અને પાછો ફર્યો. પીશાબ કરવાનું માંડી વાળ્યું, કારણ કે એ રૂમમાં કેવી ગોઠવણ હશે તેથી હું અજાણ હોવાથી મને ધાસ્તી લાગી કે રખેને કંઇ પડી જવાય અને જીંદગી સફળ થઇ જાય ! છેલ્લે તેવા વિચારથી હું પાછો ફર્યો અને હડસેલો ખાતો મારી અસલની જગાપર આવી પહોંચ્યો.

તે રાત્રી વિટંબનાએ પસાર થઇ. બીજે દીવસે અમ્હારો

એક ધાટી બીજે મજલે ગયો અને ત્યાં નાખેલી ખુરશીઓમાંની એક ખુરશી ઉપર બેઠો. જ્યાં તેને ગમ્મત અને આનંદ લાગવાથી અમોને તેણે ઉપર બોલાવ્યા. અમો સઘળા ઉપર ગયા અને ખુરશી ઉપર બેઠા. જો અમે દરિયાનાં પાણી તરફ નજર કરીએ તો ચક્કર આવે અને જો આકાશ તરફ જોઇએ અથવા તો બીજી બાજુ જોઇએ તો તેમ થતું નહિ, મતલબ કે પાણી તરફ જોવાનું નહિ.

ત્રણ દીવસે અમ્હે સઘળા કરાંચી પહોંચ્યા, જ્યાં સ્ટીમર ચોવીશ કલાક થોભવાની હતી. તે દરમ્યાન અમ્હે સઘળા ( અમ્હારી કંપનીના પાંચ માણસો) કરાંચી શહેરમાં ગયા અને એક ફાઇટન ભાડે કરી સઘળું શહેર ચાર પાંચ કલાકમાં જોઈ લીધા બાદ પાછા સ્ટીમરપર આવ્યા. હવે આખો વખત તડાકા મારવામાં તેમજ ગંજીપાના વિગેરે રમવામાં અમ્હે ગુમાવતા. બીજે દીવસે સ્ટીમર ઉપડી ગઇ અને આગળ વધી. તે રાત્રીએ ગાજવીજ થવા માંડી, તોફાન વધ્યું, અને સર્વત્ર અંધકાર થઈ રહ્યું. સ્ટીમરનો કૅપ્ટન રસ્તો ચુકયો જેથી સ્ટીમર એક ખડક સાથે અથડાવાની અણીપર આવી ચુકી. આ વખતે દશેક વાગ્યાનો સુમાર થયો હશે. મ્હને ઉંઘ આવવા લાગી જેથી હું તો થોડી મિનિટમાં નિદ્રાવશ થઈ ગયો. બાદ શું બન્યું તેની મને ખબર પડી નહિ. પણ સહવારમાં સાંભળવામાં આવ્યું કે સ્ટીમરનો કેપ્ટન એક પેટારાની નીચે આવી જવાથી હેરાન થયો હતો, સ્ટીમરની છેક લગોલગ પાણી આવી ચુકયાં હતાં, છતાં સારા નસીબે તે ડુબતી બચી ગઇ હતી. કેટલાકોનો સરસામાન પણ પાણીના તોફાનથી—મોજાંના ધકેલાથી આડોઅવળો થયો

હતો તેમજ કેટલુંક નુકસાન પણ પહોંચ્યું હતું. આમ છતાં પણ ખુશી થવા જેવું એ હતું કે કોઈ પણ માણસના જાનને નુકસાન થયું નહોતું. કરાંચીથી બે દિવસે સ્ટીમર મસ્કત આવી પહોંચી. ત્યાં બાર કલાક સ્ટીમર લાગરી. અત્રેથી ઋતુનો ફેરફાર જણાયો. ચોમાસું ચાલ્યું ગયું અને સખત ઉનાળાનો તાપ જણાયો. અહીંથી અરબસ્તાનની હદ શરૂ થઇ. મસ્કતી દાડમ જે કહેવાય છે તેજ આ મસ્કત શહેર હતું. અહીંથી દરિયાનું તોફાન બંધ થયું કેમકે ઋતુ સખત ઉનાળાની હતી, જેથી કંઇ પણ અડચણ વગર સ્ટીમર રબરની ગાડી માફક ચાલવા માંડી. એક પણ ધક્કા–હડસેલો આવતો નહોતો–જાણે ઘરમાં બેઠા હોય તેમ દેખાયું.

મસ્કત છોડયા પછી કેટલાક ગામો વચમાં આવ્યાં હતાં જે સઘળાં કંઇ એટલાં બધાં યાદગાર નથી. મસ્કતથી આઠ દિવસે એટલે મુંબઇથી તેર દિવસે અમ્હે અરબસ્તાનના બેહેરન બેટમાં આવી પહોંચ્યા. સુરતી કંપનીઓ આવી પહોંચવાની ખબર થતાંજ દરેક કંપનીના ઓળખીતા પારખીતા આરબો સ્ટીમરપર મળવાને આવ્યા, અને સાથે કંઇ ભેટ પણ લેતા આવ્યા હતા. સ્ટીમરમાંથી ઉતરી અમે મછવામાં બેઠા. મછવા હાંકનાર આરબોનો કંઈ નવોજ ચિતાર માલમ પડયો, એટલો કે તેઓ તદ્દન નગ્ન સ્થિતિમાં ( naked ) હતા અને " હલ્લે મારી, હલ્લે મારી " એવો ઉચ્ચાર કરતા મછવો ઝોકાવ્યા જતા હતા. અમ્હે મછવામાં બેઠા પછી પેલા મળવા આવેલ આરબોએ સાથે લાવેલ ભેટ અમને રજુ કીધી. કંડીઆ ખો-

લતાં માલુમ પડયું કે તે લીલા ખજુરથી ભરેલા હતા. અમારાથી ખવાય તેટલું ખાધું અને બાકીનું બીજાઓને વહેંચી નાખ્યું. મછવામાંથી ઉતરી અમ્હે અમ્હારે ગુલફે (બંગલાને ગુલફો કહે છે) ગયા. મકાન આગલા વરસનું રાખેલ હોવાથી બીજી કંઇ અડચણ તે સંબંધમાં નહોતી. ખોરાક ખરચી ચાર માસ ચાલે તેટલી હમોએ સાથે લીધી હતી.

ત્યાં ખોરાકીમાં તેલ, મરચું બીલકુલ ખવાતું નહિ. તેલને બદલે ઘીનો અને મરચાને બદલે મરીનો ઉપયોગ કરતા હતા, કારણ કે તે દેશ એટલો બધો ગરમ છે કે જો એ પ્રમાણે ન કરે તો ગરમીનો ઉપદ્રવ થાય. સહવારમાં નવ વાગ્યાની અંદર જમી લેવું પડતું હતું કેમકે ઉકળાટને લીધે તે પછી જમવું મુશીબત પડતું હતું.

હમારો ગુલફો—બંગલો દરિયા કિનારાની નજદીકમાંજ હતો, છતાં પણ ત્યાં ઉકળાટ કમતી નહોતો; બપોરના બારનો અમલ થાય કે એટલો બધો સખ્ત તાપ લાગે કે જાણે બળ્યા બળ્યા થઇ રહીએ. આ તાપની પીડા દુર કરવા માટે હમોએ એક ઓફીશીયલ પંખો અમારી બેઠક આગળ બનાવ્યો હતો જે આખો દિવસ નોકરો ખેંચ ખેંચ કર્યા કરતા હતા. જાડું ધોતીયું કે જાડું બદન તો નજ પહેરાય પણ ઝીણાં કપડાં પહેરવા માટે પણ કંટાળો ઉપજતો હતો. હમો તો ફક્ત ઝીણાં પંચ્યાં સિવાય બીજું કંઇ પહેરતા નહિ. બહાર જવું હોય તોજ તદ્દન ઝીણું કુરતું યા પહેરણ અંગ ઉપર ચઢાવતા હતા. એવો તાપ સાંજના છ વાગતાં સુધી હમને

તો ચાલુ લાગ્યાજ કરતો હતો. મોતીના વેપારીઓ ઘણે ભાગે હમારે મુકામેજ મોતી લાવ્યા જતા, ફક્ત કોઈ કોઈ વાર બીજાઓને બંગલે મોતી ખરીદવા જવું પડતું હતું.

આ બેહેરન બેટમાં તેમજ આખા અરબસ્તાન દેશમાં રેતીનાં રણ ઘણાં છે. તાપ બારે માસ પડયા કરે છે. ચોમાસાની ઋતુ તો માલુમ પડતી નથી, શિયાળાની ઋતુમાં એટલે માગશર પોષમાં જમીન પલળે એટલા સહેજ સાજ છાંટા પડે છે, તેજ માફ! આપણા ગુજરાત તરફ જેવું એકાદ ઝાપટું પડે તો ત્યાંનાં મકાનો પણ ભોંય ભેગાં થઇ જાય, કારણ કે તેઓ કાચી છોનાં યાને ચુનાના રોળની બનાવટનાં હોય છે. એક મજલાથી વધારે ઉંચાં મકાન બનતાં નથી. શિયાળાની ઋતુમાં જણાવ્યા મુજબ એકાદ બે માસ વરસાદના ઝરમર ઝરમર છાંટા પડે છે, બાકીના મહિનાઓ ઉન્હાળાના ગણાય છે. આ પ્રમાણે તે તરફ વરસાદ નહિ હોવાથી કંઇ પણ પાક થતો નથી. પાકમાં જોઇએ તો ફક્ત મોતીજ. અનાજ તો તે તરફ પાકતુંજ નથી, પણ પાસેનાં જંગલોમાં મેવો પુષ્કળ થાય છે. દ્રાક્ષ, દાડમ, અંજીર, બદામ, ખજુર વિગેરે લીલા મેવા તો ઘણા પાકે છે તેમાં મુખ્યત્વે કરીને લીલું ખજુર તો ઘણું થાય છે. ચારોળી, પીસ્તાં વિગેરે પણ તે તરફ સસ્તાં પડે છે. એ મેવાનો જો આ તરફ વેપાર કરવામાં આવે તો કમતીમાં કમતી ચોગણો નફો થાય, પણ મુશ્કેલી એ છે કે એક પખવાડીયે સ્ટીમર ત્યાંથી મુંબઇ આવતી હોવાથી કેટલીક જાતનો મેવો બગડી જાય છે.

મોતીનો પાક પણ અષાડથી આસો સુધીમાં થાય છે. જેમાં મુખ્ય કરીને શરદ પૂનમ ઉપર વધારે પાક

ફેલાય છે, અને તે પછી ધીમે ધીમે એક માસમાં અટ-પાઈ જાય છે. આરબ લોકો ફક્ત મોતી ઉપરજ ગુજરાન ચલાવે છે. અનાજનો પાક બીલકુલ ત્યાં થતો નહિ હોવાથી તે માલ કલકત્તા, રંગુન, કરાંચી અને મુંબઇ વિગેરે સ્થળેથી આવે છે. આરબ લોકોનો મુખ્ય ખોરાક ચાવલ, ખજુર અને માંસનો હોવાથી તે લોકોને બીજી વસ્તુઓની દરકાર હોતી નથી. એ દેશમાં વસ્તીનો મોટો ભાગ આરબોનો અને સામાન્ય સિંધી લોકોનો છે. ઉપરાંત કચ્છી અને મુલતાની લોકોનો જુજ ભાગ (જેઓ દુકાનો કરી રહેલા છે) જોવામાં આવે છે.

પાણીનું ત્યાં મુખ્ય સંકટ છે, કારણ કે દરિયાનું ખારૂં પાણી તો પીવાય નહિ ત્યારે મીઠું પાણી શોધવા એ બેટથી બે ત્રણ માઇલ દુર મીઠા પાણીનો ઝરો છે ત્યાંથી મંગાવવું પડે છે. દરિયામાં પણ તે તરફ કોઈ કોઇ સ્થળે મીઠા પાણીના ઝરા છે, પણ તે દરિયાની અંદર અને દુર હોવાથી ઉપયોગી થઇ પડતા નથી. બેહેરન બેટ મુકી આગળ બસરાથી બધો દરિયો મીઠા પાણીનો જોવામાં આવે છે. હજામ અને બ્રાહ્મણ તો ગણ્યા ગાંઠાજ ! એક બે જેઓ પેટને માટે આવી રહેલા હોય તેજ.

એ દેશમાં ચોખાનો ઉપાડ ઘણો થાય છે, જેનો મ્હોટો ભાગ રંગુનથી આવતો જણાય છે. જાનવરો માટે લીલા ખજુરનો ખોરાક વધારે પસંદ કરવામાં આવે છે. લીલો મેવો ત્યાં ઘણો સસ્તો મળતો હોવાથી તેનો અતિશય ઉપાડ થતો જોવામાં આવે છે. એ દેશમાં ગંદકી વધારે માલુમ પડે છે. રસ્તા ઘણા સાંકડા હોવાથી ગાડીનું

તો નામજ જોવામાં આવતું નહોતું, સબબ કે વધુમાં વધુ ત્રણ હાથ પહોળા રસ્તાથી તો વધુ પહોળો રસ્તો નજરેજ આવતો નહિ. સામાન્ય રીતે બે માણસો સાથે જઇ શકે તેવા રસ્તાઓજ માલુમ પડતા હતા. ત્યાં ઘોડા-ગાડીઓને બદલે લોકો ખચ્ચરપર બેસે છે, જે ખચ્ચર ઘોડાને મળતાં થાય છે. રસ્તાઓ, ગલીકુંચીઓ જેવા વાંકા અને આડકતરા માલુમ પડે છે. આપણા લોકો એ રસ્તા-થી સહેજમાં ભુલાવો ખાય તેમાં નવાઇ જેવું નથી.

એ દેશમાં દિવસ કહાડવો ઘણો દુષ્કર લાગે છે, કારણ કે સહવારના આઠ કલાકથી સાંજના છ કલાક સુધી સખ્ત તાપ પડે છે જેથી આખો દિવસ તાપનું દુઃખ અને રાત્રે અતિશય ઝાકળ પડે છે. જો ઘરમાં સુએ તો ઉકળાટ્યા અકળાઇ જવાય અને બહાર સુઇએ તો ઝાકળ-થી ઠરી જઇએ. આ પ્રમાણે હોવાથી સૂવાને માટે ત્યાંના લોકો વાંસના છાપર પલંગ બનાવે છે અને તે ઉપર તાડછાં નાખે છે જેથી ઝાકળ લાગે નહિ. અમ્હે પણ તેજ મુજબ કરતા હતા. દુધ પણ ઘણું મોઘું—પાંચ છ આને શેર મળે. ઘી તો ગંધાતુજ! જો અમ્હે મુંબઇથી ઘીના ડબ્બા ન લાવ્યા હોત તો ખાવાના પણ વલખા પડત.

ઉપર મુજબની મુશ્કેલીઓ ભોગવી ત્રણ માસે અમે મુંબઈ પાછા ફર્યા હતા. હું તો ત્યાંથી નીકળતી વખત ફરીથી એ દેશનું મ્હોં જોવાની બાધા લઇનેજ સ્ટીમર-માં બેઠો હતો. દશ દિવસે હમે સહીસલામત મુંબઇના આરામાં આવી પહોંચ્યા હતા.

**સમાપ્ત.**

# "પ્રશ્નફળ."

આ બુકમાં પ્રશ્ન જોવાની વિવિધ રીતીઓ આપેલી છે, અને તે એવી તો સરળ, સીધી અને સહેલી છે કે દરેક મનુષ્ય કોઈ પણ વખતે પોતાના મનમાં ઉત્પન્ન થતા કોઈ પણ જાતના પ્રશ્નનો ખુલાસો પોતાની મેળેજ જાણી શકે છે. કિંમત રૂા. ૦–૪–૦.

# નસીબના ભેદભરમ!

નસીબના લખ્યા લેખ મિથ્યા થાય છે કે કેમ? નસીબ શું ચીજ છે? તેનો કર્તા કોણ? તેની સત્તા શું? અમુક મનુષ્યો સુખી અને અમુક દુઃખી કેમ? અમુક શ્રીમંત અને અમુક ગરીબ કેમ? વિગેરે બાબતો દાખલા દલીલો સાથે જાણવી હોય તો ઉપરનું પુસ્તક મંગાવો. કિંમત રૂા. ૦–૨–૦.

# હાલના સુધારાનો સપાટો.

આ ન્હાનકડા પુસ્તકમાં હાલના વરણાગી–પટીયાં પારેખોનાં પોગળ, દેવ દર્શનને નામે સ્ત્રી પુરૂષોમાં ચાલતો અનાચાર, મૂર્ખ મિત્રોની મિત્રાઇથી ઉત્પન્ન થતાં આંધળાં પરિણામ, શ્રીમંત સ્થિતિમાં શ્રીમંતોને શું સ[illegible]? હાલના હદ બહારના સુધારાથી થતી ખરાબી, સ[illegible]ગ તેવ[illegible]ગ વિગેરે ચિતારો રજુ કરેલા છે. કિં. ફક્ત રૂ. ૦–૨–૦.

# "સુરતની સુંદરી."

આ પુસ્તકમાં વિશુદ્ધ તથા દોષિત પ્રેમનું પરિણામ, અનહદ પ્રેમથી થતી હાની, સોનેરી ટોળીની સ્ત્રીઓનો નમુનો, નાયકાઓની સંગતનું ફળ, શ્રીમંતાના સંતાનોની રીતભાત, બાટલી ભકતો–દારૂ પીનારાઓની મ્હોંકાણ, પૈસાના માટે દુનિયામાં થતાં પાખંડ, આજની પોલીસના પ્રપંચો, ચડતી પડતી, કર્મની લીલા વિગેરે પૃથક્ પૃથક્ વિષયો આલેખવામાં આવ્યા છે. કિંમત રૂ. ૧–૦–૦.

ઉપરનાં ચાર પુસ્તકો નીચે જણાવેલા કર્તાને શિરનામેથી અથવા જાણીતા બુકસેલરોને ત્યાંથી મળશે.

**હિંમતલાલ. જી. માસ્તર.**

ભુલેશ્વર—મુંબઇ

☞ ચાર આના સુધીની કીંમતનં પુસ્તક ટોઢીયાવાળી પો[illegible]